# ગઝલ પરિચય

ગઝલને કાવ્યના બધા પ્રકારમાં ઉચ્ચ સ્થાને મૂકી શકાય છે. કહેવાય છે કે ગઝલ તો મહેફિલની જાન છે. કોઈ એક નિશ્ચિત છંદમાં (બહર) એકસરખા રદીફ (અનુપ્રાસ) અને કાફિયા (પ્રાસ) ધરાવતા શેરોના સમુહની રચનાથી એક ગઝલ બને છે. એક જ ગઝલના જુદા-જુદા શેરોમાં જુદા-જુદા વિષયો પસંદ કરી શકાય છે. એક જ ગઝલના દરેક શેરનું અલગ અસ્તિત્વ હોય છે અને દરેક શેર પોતે સંપૂર્ણ હોય છે. એક જ ગઝલના બે શેર એકબીજા સાથે સંબંધિત હોતા નથી. એકબીજા સાથે સંબંધિત એવી બે પંક્તિઓ (મિસરા) મળીને એક શેર બને છે કે જેની પહેલી પંક્તિને ઉલા મિસરા અને બીજી પંક્તિને સાની મિસરા કહે છે. એક જ ગઝલમાં ઓછામાં ઓછા પાંચ અને વધુમાં વધુ અગિયાર શેર હોવા જોઈએ, પરંતુ અગિયારથી વધુ શેરોની ગઝલો પણ જોવા મળે છે.

રદીફ (અનુપ્રાસ) = પંક્તિના અંતે પ્રયોજાતા એકસરખા શબ્દો.
કાફિયા (પ્રાસ) = રદીફ પહેલા પ્રયોજાતા સમાન ઉચ્ચારાંત ધરાવતા શબ્દો.

ગઝલનો પહેલો શેર કે જેની બંને પંક્તિઓમાં રદીફનો (અનુપ્રાસ) અને કાફિયાનો (પ્રાસ) પ્રયોગ થયો હોય એને ગઝલનો મતલા કહેવાય છે. એક જ ગઝલમાં એકથી વધુ મતલા કહી શકાય છે. મતલા સિવાયના બાકીના શેરોમાં ફક્ત બીજી પંક્તિમાં જ રદીફ અને કાફિયા નિભાવવા જરૂરી છે. ગઝલના દરેક શેરની બીજી પંક્તિના અંતે (મતલાની બંને પંક્તિના અંતે) રદીફનો પ્રયોગ થાય છે અને રદીફ પહેલાં કાફિયાનો પ્રયોગ થાય છે. ગઝલનો અંતિમ શેર કે જેમાં શાયર પોતાના નામનો કે ઉપનામનો (તખલ્લુસ) ઉલ્લેખ કરે તેને ગઝલનો મકતા કહેવાય છે. ગઝલના અંતિમ શેરમાં શાયરે પોતાના નામનો કે ઉપનામનો (તખલ્લુસ) ઉલ્લેખ ન કર્યો હોય તો તે ગઝલનો મકતા ન કહેવાતાં ગઝલનો અંતિમ શેર કે છેલ્લો શેર જ કહેવાશે.

ગઝલમાં રદીફ અનિવાર્ય નથી પરંતુ કાફિયા અનિવાર્ય છે. કાફિયા વગર ગઝલ રચી શકાય નહીં. રદીફ વગરની ગઝલમાં મતલાની બંને પંક્તિના અંતે અને બાકીના શેરોની બીજી પંક્તિના અંતે કાફિયાનો પ્રયોગ થાય છે.

## ગઝલ :-

(ગઝલકાર : ઉદય શાહ)

જોઇએ તો જુદા નથી હોતા;
તે છતાં બા-વફા નથી હોતા.

બાદ વર્ષો મળ્યા છે એ રીતે;
જાણે કે જાણતા નથી હોતા.

આપણા છે અને સદા રહેશે;
તે છતાં આપણા નથી હોતા.

એ ખુદા થઈ ફરે છે દુનિયામાં;
પાપ જેના છતા નથી હોતા.

સમજી લ્યો એ હૃદય વગરના છે;
જે ગઝલ માણતા નથી હોતા.

છે ‘ઉદય’ની ગઝલ હૃદયસ્પર્શી;
નૈન કોના ભીના નથી હોતા.

રદીફ (અનુપ્રાસ) : નથી હોતા
કાફિયા (પ્રાસ) : જુદા, બા-વફા, જાણતા, આપણા, છતા, માણતા, ભીના.
કાફિયા-વ્યવસ્થા : આકારાંત
છંદ : ગાલ઼ગાગાં લગ઼ાલગાં લલ઼ગા
(આ છંદમાં છેલ્લી સંધિ ‘લલગા’ને બદલે ‘ગાગા’ પ્રયોજવાની છૂટ છે.)

ઉપરોક્ત ગઝલમાં છેલ્લી સંધિ ‘લલગા’ને બદલે ‘ગાગા’ જ પ્રયોજવામાં આવી છે.

છંદમાં ઉપર ટપકું મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું ગૌણ પદ્યભાર દર્શાવે છે. છંદના મુખ્ય અને ગૌણ પદ્યભાર તાલના સમ, તાલી અને ખાલી સાથે સંબંધિત હોય છે.

લ = લઘુઅક્ષર એટલે કે અ, ઇ, ઉ અને ઋ સ્વર તથા એ સ્વરયુક્ત વ્યંજન કે જેનો ઉચ્ચારણ સમય એક માત્રા હોય છે.

ગા = ગુરુઅક્ષર એટલે કે આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં અને અ: સ્વર તથા એ સ્વરયુક્ત વ્યંજન કે જેનો ઉચ્ચારણ સમય બે માત્રા હોય છે.

જોડાક્ષરનો થડકાર એના પહેલાના લઘુ પર લાગતો હોય તો એ લઘુને ગુરુ જ ગણવામાં આવશે.

લઘુ-ગુરુના સર્વ સામાન્ય નિયમો :-

૧.

બે લઘુ મળીને એક ગુરુ ગણી શકાય કે જેમાં બીજો લઘુ અકારાંત હોય.

૨.

બધા જ એકાક્ષરી ગુરુ શબ્દો અને બધા જ એકાક્ષરી પ્રત્યયોને ગુરુ ઉપરાંત લઘુ તરીકે પણ પ્રયોજી શકાય.

૩.

મોટેભાગના શબ્દોના અંત્ય ગુરુને લઘુ તરીકે પણ પ્રયોજી શકાય.

| ગા | લ | ગા | ગા | લ | ગા | લ | ગા | ગા | ગા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | |
| જો | ઇ | એ | તો | જુ | દા | ન | થી | હો | તા |
| તે | છ | તાં | બા | વ | ફા | ન | થી | હો | તા |
| | | | | | | | | | |
| બા | દ | વર્ | ષો | મ |ળ્યા | છે | એ | રી | તે |
| જા | ણે | કે | જા | ણ | તા | ન | થી | હો | તા |
| | | | | | | | | | |
| આ | પ | ણા | છે | અ | ને | સ | દા | રે’ | શે |
| તે | છ | તાં | આ | પ | ણા | ન | થી | હો | તા |
| | | | | | | | | | |
| એ | ખુ | દા | થૈ | ફ | રે | છે | દુન્ | યા | માં |
| પા | પ | જે | ના | છ | તા | ન | થી | હો | તા |
| | | | | | | | | | |
| સમ | જી | લ્યો | એ | હૃ | દય | વ | ગર | ના | છે |
| જે | ગ | ઝલ | મા | ણ | તા | ન | થી | હો | તા |
| | | | | | | | | | |
| છે | ઉ | દય | ની | ગ | ઝલ | હૃ | દય | સ્પર્ | શી |
| નૈ | ન | કો | ના | ભી | ના | ન | થી | હો | તા |
| | | | | | | | | | |

આ છંદના ગીત-ગઝલ માટે તાલ કહેરવા અથવા દાદરા અથવા જલદ-દાદરાનો (દાદરા-ચલતી) પ્રયોગ જોવા મળે છે. આ છંદના ગીત-ગઝલની દરેક પંક્તિનો ઉપાડ તાલ કહેરવામાં ચોથી અથવા પાંચમી માત્રાથી, તાલ દાદરામાં ચોથી અથવા સાડાચારમી માત્રાથી તથા તાલ જલદ-દાદરામાં ત્રીજી માત્રાથી થતો હોય છે. મારા મતાનુસાર આ છંદની ગઝલો માટે તાલ કહેરવાનો પ્રયોગ અતિ ઉત્તમ છે.

મેં તાલ કહેરવાનો પ્રયોગ કરીને રાગ કિરવાણીમાં ઉપરોક્ત ગઝલ સંગીતબદ્ધ કરી છે કે જેમાં પહેલી પંક્તિનો ઉપાડ ચોથી માત્રાથી અને બાકીની બધી જ પંક્તિનો ઉપાડ પાંચમી માત્રાથી થયો છે.

ઉપરોક્ત છંદની ફિલ્મી અને ગેરફિલ્મી રચનાઓ તાલના વૈવિધ્ય સાથે પ્રસ્તુત છે.

૧. ગઝલ
ફિર છિડી રાત બાત ફૂલોં કી (તલત અઝીઝ – લતા મંગેશ્કર)
તાલ : કહેરવા (દરેક પંક્તિનો પાંચમી માત્રાથી ઉપાડ)

૨. ગઝલ
તુમકો દેખા તો યે ખયાલ આયા (જગજીત સિંઘ)
તાલ : કહેરવા (દરેક પંક્તિનો ચોથી માત્રાથી ઉપાડ)

૩. ગઝલ
શામ સે આંખ મેં નમી સી હૈ (જગજીત સિંઘ)
તાલ : દાદરા (દરેક પંક્તિનો ચોથી અથવા સાડાચારમી માત્રાથી ઉપાડ)

૪. ગીત
દો ઘડી વો જો પાસ આ બૈઠે (મોહમ્મદ રફી – લતા મંગેશ્કર)
તાલ : જલદ-દાદરા (દરેક પંક્તિનો ત્રીજી માત્રાથી ઉપાડ)

લઘુની એક માત્રા અને ગુરુની બે માત્રાના હિસાબે છંદની કુલ માત્રા

| ગા | લ઼ | ગા | ગાં | લ | ગ઼ા | લ | ગાં | લલ઼/ગા | ગા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૧ | ૨ | ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૨ | ૨ |

છંદની કુલ માત્રા = ૧૭

છંદમાં ઉપર ટપકું મુખ્ય પદ્યભાર દર્શાવે છે જે તાલના સમ (તાલની પહેલી માત્રા) સાથે સંબંધિત છે.

તાલ કહેરવા અને જલદ-દાદરા(દાદરા-ચલતી)માં લઘુની એક માત્રા અને ગુરુની ઓછામાં ઓછી બે માત્રા તથા તાલ દાદરામાં લઘુની અડધી માત્રા અને ગુરુની ઓછામાં ઓછી એક માત્રાના હિસાબે ઉપરોક્ત છંદનું જુદા-જુદા તાલમાં મૂળ સ્વરૂપ પ્રસ્તુત છે. ગઝલમાં પ્રયુક્ત શબ્દોને ધ્યાનમાં રાખીને આ મૂળ સ્વરૂપમાં લઘુ-ગુરુને એના મૂળ સ્થાનથી આગળ-પાછળ કરીને ગાવાથી ગાયનમાં શબ્દોની અભિવ્યક્તિને વધુ અસરકારક બનાવી શકાય છે. ક્યારે અને કયા લઘુ-ગુરુને કેટલા આગળ-પાછળ કરીને ગાવા જોઇએ એની ચર્ચા લંબાણના ભયને કારણે ટાળું છું અને છંદનું જુદા-જુદા તાલમાં મૂળ સ્વરૂપ જ પ્રસ્તુત કરું છું.

તાલ કહેરવા

(ચોથી માત્રાથી ઉપાડ)

| ગા | - | લ઼ | ગા | - | ગાં | - | - | - | લ | ગ઼ા | - | લ | ગાં | - | - | - | ગા | - | ગા | - | - | - | - |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૧ | ૨ | ૩ |
| | ૦ | | | | × | | | | ૦ | | | | × | | | | ૦ | | | | × | | |

તાલ કહેરવા

(પાંચમી માત્રાથી ઉપાડ)

| ગા | લ઼ | ગા | - | ગાં | - | - | - | લ | ગ઼ા | - | લ | ગાં | - | - | - | ગા | - | ગા | - | - | - | - | - |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | ૬ | ૭ | ૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૦ | | | | × | | | | ૦ | | | | × | | | | ૦ | | | | × | | | |

તાલ દાદરા

(ચોથી માત્રાથી ઉપાડ)

| ગા | -લ઼ | ગા | ગાં | - | -લ | ગ઼ા | - | -લ | ગાં | - | - | ગા | - | ગા | - | - | - |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ |
| ૦ | | | × | | | ૦ | | | × | | | ૦ | | | × | | |

તાલ દાદરા

(સાડાચારમી માત્રાથી ઉપાડ)

| -ગા | -લ઼ | ગા | ગાં | - | -લ | ગ઼ા | - | -લ | ગાં | - | - | ગા | - | ગા | - | - | - |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ |
| ૦ | | | × | | | ૦ | | | × | | | ૦ | | | × | | |

તાલ જલદ-દાદરા

(ત્રીજી માત્રાથી ઉપાડ)

| ગા | લ઼ | ગા | - | ગાં | - | લ | ગ઼ા | - | લ | ગાં | - | ગા | - | ગા | - | - | - |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ |
| | ૦ | | | × | | | ૦ | | | × | | | ૦ | | | × | |

ગઝલના જુદા-જુદા છંદની આ પ્રકારની વિસ્તૃત ચર્ચા મારા હિન્દી પુસ્તક ‘ગઝલધારા’માં કરી છે. ‘ગઝલધારા’ સહિતના મારા બધા જ પુસ્તકો અને ગઝલ બાબતના મારા બધા જ અભ્યાસ લેખો મારી વેબસાઈટ પરથી વિના મૂલ્યે ડાઉનલોડ કરી શકાશે.

**Movie/Album: बाज़ार (1982)**
**Music By: खैय्याम**
**Lyrics By: मखदूम मोहिउद्दीन**
**Performed By: लता मंगेशकर, तलत अज़ीज़**

**फिर छिड़ी रात, बात फूलों की**
**रात है या बरात फूलों की**

**फूल के हार, फूल के गजरे**
**शाम फूलों की, रात फूलों की**

**आपका साथ, साथ फूलों का**
**आपकी बात, बात फूलों की**

**फूल खिलते रहेंगे दुनिया में**
**रोज़ निकलेगी बात फूलों की**

**नज़रें मिलती हैं जाम मिलते है**
**मिल रही है हयात फूलों की**

**ये महकती हुई ग़ज़ल मख़दूम**
**जैसे सहरा में रात फूलों की**

રદીફ : **फूलों की**
કાફિયા : **बात, बरात, रात, हयात.**
કાફિયા-વ્યવસ્થા : આકાર+ત
છંદ : ગાલ઼ગાગાં લગા઼લગાં લલ઼ગા
(આ છંદમાં છેલ્લી સંધિ 'લલગા'ને બદલે 'ગાગા' પ્રયોજવાની છૂટ છે.)

ઉપરોક્ત ગઝલમાં છેલ્લી સંધિ 'લલગા'ને બદલે 'ગાગા' જ પ્રયોજવામાં આવી છે.

તાલ કહેરવામાં સંગીતબદ્ધ થયેલી આ ગઝલની દરેક પંક્તિનો ઉપાડ તાલ કહેરવાની પાંચમી માત્રાથી થયો છે.

**Movie/Album: साथ साथ (1982)**
**Music By: कुलदीप सिंह**
**Lyrics By: जावेद अख्तर**
**Performed By: जगजीत सिंह**

**तुमको देखा तो ये ख़याल आया**
**ज़िन्दगी धूप तुम घना साया**

**आज फिर दिल ने इक तमन्ना की**
**आज फिर दिल को हमने समझाया**

**तुम चले जाओगे तो सोचेंगे**
**हमने क्या खोया हमने क्या पाया**

**हम जिसे गुनगुना नहीं सकते**
**वक़्त ने ऐसा गीत क्यों गाया**

રદીફ : *
કાફિયા : **आया, साया, समझाया, पाया, गाया.**
કાફિયા-વ્યવસ્થા : આકાર+યા
છંદ : ગાલ઼ગાગાં લગા઼લગાં લલ઼ગા
(આ છંદમાં છેલ્લી સંધિ ‘લલગા’ને બદલે ‘ગાગા’ પ્રયોજવાની છૂટ છે.)

ઉપરોક્ત ગઝલમાં છેલ્લી સંધિ ‘લલગા’ને બદલે ‘ગાગા’ જ પ્રયોજવામાં આવી છે.

તાલ કહેરવામાં સંગીતબદ્ધ થયેલી આ ગઝલની દરેક પંક્તિનો ઉપાડ તાલ કહેરવાની ચોથી માત્રાથી થયો છે.

ઉપરોક્ત ગઝલની જ ઝમીનમાં મારી એક ગઝલ પ્રસ્તુત છે. એક જ ઝમીનની બે ગઝલ એટલે કે જેના છંદ, રદીફ અને કાફિયા-વ્યવસ્થા એકસરખા હોય એવી બે ગઝલ. એક જ ઝમીનની ગઝલ હોવાથી પ્રસ્તુત મારી ગઝલને પણ ‘તુમકો દેખા તો .....’ની ધૂનમાં સરળતાથી ગાઈ શકાશે. એક જ છંદની ગઝલોને એકબીજાની ધૂનમાં સરળતાથી ગાઈ શકાય છે.

## **ग़ज़ल :-**

**(ग़ज़लकार : उदय शाह)**

**तू ही तू दिल में सुब्ह-ओ-शाम आया;**
**ज़िन्दगी जीने का मज़ा पाया।**

**तेरे दम से है रोशनी दिल में;**
**तुझसे रोशन ये सब जहां पाया।**

**ज़िन्दगी में ख़ुशी या ग़म जो मिले;**
**हमने बस तेरा गीत ही गाया।**

**अब ख़ुशी और ग़म हुए बेअसर;**
**ख़ुद को भूला तो ये मक़ाम आया।**

**तुझसे बिछड़ा हूं पर नहीं तन्हा;**
**तेरा ग़म मेरे साथ-साथ आया।**

રદીફ : *

કાફિયા : **आया, पाया, गाया.**

કાફિયા-વ્યવસ્થા : આકાર+યા

છંદ : ગાલ઼ગાગાં લગા઼લગાં લલ઼ગા

(આ છંદમાં છેલ્લી સંધિ ‘લલગા’ને બદલે ‘ગાગા’ પ્રયોજવાની છૂટ છે.)

ગઝલમાં બધા જ બંધ (સ્થાયી અને અંતરા) બે જ પંક્તિના હોય છે. જે રચનામાં એક બંધ પણ બેથી ઓછી પંક્તિનો (એક પંક્તિનો) અથવા બેથી વધુ પંક્તિનો હોય એ ગઝલ નથી જ નથી. એનો અર્થ એ નથી કે જે રચનાના બધા જ બંધ બે જ પંક્તિના હોય એ બધી જ ગઝલ છે; એ રચના ગઝલને બદલે કવિતાનો અન્ય પ્રકાર પણ હોય શકે. નીચે દર્શાવેલ ત્રણ રચનાને કેટલાંક ગઝલ કહે છે કે જે ગઝલ નથી પરતું ગીત છે.

હોટોં સે છૂ લો તુમ મેરા ગીત અમર કર દો (જગજીત સિંઘ)
ચિઠ્ઠી ન કોઈ સંદેસ (જગજીત સિંઘ)
આજ જાને કી ઝિદ ના કરો (ફરીદા ખાનમ)

**Uday Shah**
**115/A, DharminNagar,**
**Kabilpore,**
**Navsari – 396424,**
**Gujarat – India.**
**(M) +919428882632**
**Website : https://sites.google.com/site/udayshahghazal/**
**YouTube Link : https://www.youtube.com/user/udaysshah10/videos**